ગુજરાત આનામાળા સારીઝ ૪ થી.

कन्याविक्रय जे करे धन लई धिक्कार त्हेने धरो,
किर्तिना कदि लोभथी कुळ जुए, ते पापि पूरो खरो;
किर्ति द्रव्य तणो कशो जगतमां जे स्वार्थ साधे नहि,
दिकरीना सुखनो विच[illegible] करशे ते पून्यशाळी सही.

# [illegible]યા-વિક્રય.

પ્રયોજક અને પ્રકાશક,


ગોર અંબાલાલ છગનલાલ.
શીકા, ( સ્ટેટ ઈડર-મહિકાંઠા. )

સંસારદર્શક, વિનોદિની, કમલીની, રાણી દુર્ગાદેવી, સવિતા, સુશીલા, વિગેરેના કર્ત્તા અને કેટલાક માસીકોના લેખક.



વિક્રમાર્બ્દ ૧૯૭૫. પ્રત ૧૦૦૦. ખ્રિસ્તાબ્દ ૧૯૧૯.




કીંમત } ગ્રાહકો માટે એક આનો
છુટક નકલ દોઢ આનો.

# બિનંતિ પત્ર.

---

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઇ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્ત્તનમાં કંઇક સદ્‌ભાવ ઉત્પન્ન કરવો.

સુજ્ઞ વાંચકો, હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર ઉદાર ગૃહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે, મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજ જ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ એ દરેક બંધુઓનું અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચું છું તેમજ આ વાર્તાઓ કેટલાક પુસ્તકોનાં વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે, તો તેના મૂળ લેખકોનો આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ-જીજ્ઞાસા દૃષ્ટિવૃત્તિ છે તે સદાને માટે ચાહુ છું. સુજ્ઞ બંધુઓ ખાસ ગ્રાહક થઇ અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

વસંત પંચમી. | આપનો સ્નેહાધીન,
--- | ---
| ગોર અંબાલાલ છગનલાલ.
વડાગામ ( મહિકાંઠા ) | શોકા ( સ્ટેટ ઇડર–મહિકાંઠા )

# कन्या विक्रय.

**पैसो मारो परमेश्वर ने बाईडी मारो गुरु,**
**छैयां छोकरां शालिग्राम ते कोनी सेवा करु.**



સૂરરરર કરતુ આકાશમાંથી પુષ્પ ખર્યુ તે મેં મ્હારી સ્ત્રીને આપ્યું તેણીએ તે સુંઘ્યું અને દસ માસમાં એને દીકરી અવતરી.

કન્યા, શુક્લપક્ષના ચંદ્રમા વધે એમ વધવા લાગી એટલે ત્હેનું નામ કલાવતિ એવું પાડયું.

આજે હું દેવીમંદીરમાં બેઠા છું. કારણ હું દેવીના ઉપાસક છું. આકાશ મંડળ વાદળાંઓથી ઘેરાઈ ગયું. એજ વાદળાના પ્રચંન્ડ યુદ્ધમાં, વિજળી ઝબક, ઝબક, થવા લાગી, મારૂ હૃદય ધબકવા લાગ્યું હું કયાં છું એ ભાન રહ્યું નહિ. કલાવતિનાં લગ્ન કયાં કરવાં એ સંબંધી મ્હારૂં મન વ્યતિવ્યસ્ત છે. જે વધારે રૂપિયા આપે, તેને હું મારી દીકરી પરણાવીશ એમ નિશ્ચય કર્યો.

હું ચંડીપાઠ કરતો હતો, પણ દુષ્ટ પવને ત્હેના કેટલાં પાનાં ઉડાડી નાખ્યાં ગ્રીષ્મ ઋતુની સખ્ત ગરમી અને કેટલાક ખરા ખોટા વિચારોના પરિશ્રમથી મારી આંખો મીંચાઇ ગઈ, આ તે સ્વપ્ન છે કે હું જાગુ છું એમ ભાન થયું. વળી આંખો બંધ થઈ, એટલામાંજ મ્હારી આગળ એક દિવ્ય મૂર્તિ આવી ઉભી રહી. એ સુંદરી છે, તેનું વય ૧૮–૨૦ વરસનું છે, રૂપ અલૌકિક છે, સૃષ્ટિ

સૌંદર્યતા બધી એમાંજ ભરેલી છે, મેં પૂછયું—ત્હમો કોણ છો ?

હું ભાગ્યદેવી છું. ધર્મદાસ ! જો ત્હારી મરજી હોય તો હું ત્હારા ગૃહમાં પ્રવેશ કરૂં. મેં કહ્યું—ત્હમો ભાગ્યદેવી ? અરે દેવી; હું રંક, ગરીબ આદમી અને ત્હમારાં પગલાં મ્હારે ત્યાં કયાંથી, પધારો, પધારો, હું ત્હમારૂં મારાથી બનતું આતિથ્ય કરીશ. એમ કહેતાં હું તે જગમોહિની (સુંદરી)નો હાથ પકડવા ગયો. એટલામાં જ તે આકાશ માર્ગે ઉડી ગઇ. હું અભાગીયો લમણે હાથ દઇ તેની સ્હામું જોઇ રહ્યો. જતાં જતાં તે સ્ત્રિ બોલી;—

" હું આવીશ; પણ તુ અધર્મી છે. ત્હારે ત્યાં હું થોડોજ વખત રહીશ. "

એ પછી તરતજ પૃથિવ કંપવા લાગી અને ભુગર્ભમાં એક મ્હોટો ચીરો પડયો જેમાંથી એક બીજી સુંદરી પ્રગટ થઇ તે મહા માયા અંબિકા છે, એની દિવ્યમાન મૂર્તિ, વસ્ત્રાલંકાર શૃંગાર, અને રૂપ જોઇ. હું પતંગની માફક મોહિત થઇ ગયો. તેને સ્પર્શ કરવાનો અધિકાર નથી એ હું જાણું છું. જાણુછુ કે સ્વપ્ન છે ? એમ ભાસ થયો. ના એ તો સ્વપ્ન છે. એજ સ્વપ્નમાં દેવીએ કહ્યું;—

" બેટા ધર્મદાસ ? ચીંતા ન કર હું ત્હારાપર પ્રસન્ન છું. "

મેં દ્રવ્યની લાલસાથી કહ્યું; માજી ? મ્હારા ઉપર આટલી બધી કૃપા હું ક્ષુદ્ર આત્મા આપના ચરણોમાં અર્પણ કરેલો છે. આપનો ધર્મદાસ ગરીબનો ગરીબ ? જુઓ, મારા ગામના કેટલાક. ગાડી ઘોડામાં ફરે છે, કેટલાક વેપાર કરે છે, કેટલાક મીલ માલીક છે. અને આ સેવકને પહેરવાને જુતાં પણ મળતાં નથી એ કેટલો અન્યાય ! એ તો ઠીક છે કે ગાડી જમાનતીને હું પકડાવીશ.

એમ કહી હું ચૂપ રહ્યો, કન્યાના પૈસા લેવા છે. એ વાત મે દાબી રાખી. દેવી આગળ જાહેર કર્યું નહિ. પણ દેવી બધુ સમજી ગઇ, અને મને " પંગડે પગ ને બ્રહ્મ ઉપદેશ " કહેવા લાગી.

ધર્મદાસ ? હું ત્હારી તરંગમાળા સમજી ગઇ છું. તું દીકરીનો પૈસો લઇ દ્રવ્યવાન થવા ધારે છે. પણ એ લાલસા ત્હારી ખોટી છે, બેટા ? તું સત્ય અને ન્યાયથી વર્તજે ત્હારૂં દીલ ચોખ્ખુ રાખજે. સંતોષથી ત્હારૂં નિર્વાહ કરજે; અધર્મનો ત્યાગ કરજે દીકરીને પૈસે કોઇ સૂખી થયા નથી. દીકરીનો પૈસો તે ડીકરી બરોબર છે. જો એક ઠેકાણે કહ્યું છે જે—

( શાર્દુલ વિક્રડીત. )

કન્યા વિક્રય જે કરે ધન લઇ ધીકાર ત્હેને ઘરો,
કીર્તિના કદી લોભથી કૂળ જુએ તે પાપી પૂરો ખરો;
કિર્તિ દ્રવ્ય તણો કશો જગતમાં જે સ્વાર્થ સાધે નહિ,
દીકરીના સુખનો વિચાર કરશે તે પુન્યશાળી સહી. ૧

દેવીનાં ઉપદેશમય કથનો ધર્મદાસના કર્ણપટમાં પહોચ્યાં ખરાં પણ ધર્મદાસે એ બધુ આંખના પલકારામાં ગણકાર્યું નહિ. જેમ તેમ દ્રવ્યની લાલસા વધવા લાગી. તેનું સ્વપ્ન, નિંદ્રા, અને દેવી એ સર્વ અદ્રશ્ય થઇ ગયાં. પૈસા આપનાર અને કન્યા લેનાર ગૃહસ્થો તેની આગળ ફરવા લાગ્યા. પુંજાનું પાત્ર હાથમાં લઇ. ચટપટ પોથા બગલમાં મારી ઘર તરફ પ્રયાણ કર્યું.

ઘેર આવી, ધર્મદાસે સ્ત્રિને પૂછયું—કે છોકરીના વિવાહની તૈયારી કરવી જોઇએ; એમાં ત્હારે કંઇ કહેવાનું ?

કહેવાનું ? કહેવાનું શું ત્હમારા જેવા, ગરીબ અને નિર્ધન

બ્રાહ્મણને પરણી, મેં કંઇપણ સુખ ભોગવ્યું નહિ. બે દાગીના પણ નહિ. પ્હેરવાને એક બેસાડી પણ નહિ. તો પછી શું ?

" સુંદરીએ દીલગીર થતાં જવાબ વાળ્યો. "

તું શા માટે દીલગીર થાય છે જો, એમજ હોય તો હું આ દીકરીને આપણી ગ્નાતીના આગેવાન ગૃહસ્થ શેઠઠક, " ડોસાભાઇ" કે જેઓ લક્ષાધિપતી છે. એમને ચાર સ્ત્રિઓ થઇ ગઇ, પણ એકે હયાત નથી; અને આપણી દીકરીનો વિવાહ (લગ્ન) થાય, તો આપણને પણ આ ગરીબ નિર્ધનવસ્થામાંથી મુક્ત થઇ કંઇક સુખનો અનુભવ મળે ખરો. ત્હારી મન કામના પૂરી થાગ, એક બે દાગીના પણ થાય. ન્યાતમાં મારૂં માન જળવાય એ સિવાય મ્હારી નજરમાં એકે ઘર આવતું નથી. "આટલું બોલી ધર્મદાસ ચૂપ રહ્યો."

સ્ત્રિએ કહ્યું; પણ એને માટે ત્હમે કંઈ ઠરાવ કર્યો ! જો જો. " ડોસાભાઇ " પચાસ ચોમાસાનો ઉતાર છે, ન્યાતનો આગેવાન છે, લુચ્ચો છે. બહાર કંઇ ને અંદર કંઇ એના બોલવા ઉપર ભરોંસો રાખવાનું નથી મોઢાના આંકડાનો ઠરાવ કરજો ટીકીટ મારીને ખાતુ પાડજો.

ઠરાવ ? ઠરાવ માત્ર એટલોજ કે દસ હજાર એકસોને એક રૂપિયા પહેલા લેવા " બસ ચૂપ ! " આ વાત કોઇને કહેવાની નથી. " એમ કહી ધર્મદાસ બીજા વિચારોમાં આનંદો લીત થવા લાગ્યો "

બત્તી બંધ કરી અંધકારમાં ડૂબેલો ધર્મદાસ સુઇ ગયો, આંખો મીચાઇ, ન મીંચાઇ એટલામાં બીજુ સ્વપ્ન અને દેવી ત્હેની નજર આગળ ઉપસ્થિત થયા. આકાશ વાણીથી દેવી કહેવા લાગી.

છપ્પો.

લે દીકરીનો દામ ડહામ રહેવાનો ત્હેને
દુઃખ ટળીને સુખ કહોજી, મળ્યું છે કેને
રક્ત લક્ષ્મિ છે, એજ તેજ ઘરમાં ન વ્યાપે
કરે કુળનો નાશ હળાહળ કુમતિ આપે
આમનો દામ ઉપજાવવાને, તત્ત તો ખુશી થાય છે
વિક્રય ધન આવ્યા થકી, હોય તેહુ પણ જાય છે,

માજી ! માજી, ક્ષમા કરો. સ્ત્રીની હઠ અને મારી નિર્ધનતા ઉપર આપ દયા લાવો, મારાં લક્ષ્મિના ભંડારરૂપ દેવી; આપ મારા નવા લક્ષ્મિના સ્થાનમાં પધારો, અને હું જે કંઇ દ્રવ્યનો સંચય કરૂં ત્હેનું રક્ષણ કરો.

આટલી પ્રસ્તાવ પછી તો દેવી મંદ મંદ હસતી આકાશ માર્ગે ઉડી ગઇ, અને જોત જોતામાં અદ્રશ્ય થઇ ગઈ, બિચારો રાંક ધર્મદાસ વિચારમાંને વિચારમાં બીજી તરંગમાળા ગુંથવા લાગ્યો. પૈસા લઇશ અને તેનો ઉપયોગ કેવી રીતે કરવો. તે પણ નવનવી હકીકત ગોઠવવા બેઠો. ઉંઘ આવી એટલામાં ઉંઘી ગયો.

સ્હવાર થયું, ન્હાઇ ધોઇ સંધ્યા પાઠ પૂંજાથી પરવારી ધર્મદાસ એક બે સ્નેહીઓને બોલાવી લગ્નની પ્રતિક્રમણા ઘડવા લાગ્યો. અર્થાત લગ્ન લખ્યું—ગોળ ધાણા વહેંચાયા, બૈરાંઓએ

( ગીત મંગળ. )

પ્હેલો વધાવો મ્હારે આવીયો,
ભમરરર પહેલો વધાવો મારે આવીયો—
મેં તો મોકલ્યો મારે "રાસાભાઇ"ને;

**ધેગ્રે વાડીના ભમરા પહેલો વધાવો**
**મારે આવીયો.**

**વિગેરે વિગેરે વિગેરે.**

ગીત મંગળ ગાયાં. કુમકુમ પત્રિકાઓ લખાઇ. ધર્મદાસે પોતે જાતે નિચે મુજબ " ડોસાભાઇને " પત્રિકા લખી,–

**શ્રી, શ્રી, શ્રી,** પંચ ન્યાતના આગેવાન એકસોને આઠ લાખ- વાર ધર્મ ધૂરંધર ન્યાયમૂર્તિ પંડીતજી–શેઠજી ડોસાભાઇ પંથીરામ.

લી. આપનો આજ્ઞાકારી, શેવક ધર્મદાસના નમસ્કાર વાંચશો. જત અમારી દીકરીનું લગ્ન..........નેવાર બેસ્તરવારને રોજ નિરધાર્યું છે. માટે આપ જાન લઇ વહેલા પધારશો. એજ

તા. ક. **પેલી વાત ભૂલશો નહિ.**

લી. આપનો સેવક,

**ધરમદાસ.**

જ્યાં ત્યાં ગામમાં ધર્મદાસનીજ વાતો થવા લાગી, ધર્મદાસ કન્યા વિક્રય કરે છે એમ વગોણાં થવા લાગ્યાં, કેટલાક જુવાનીયાઓ ધર્મદાસને ધિક્કારવા લાગ્યા, તો કેટલાક " ડોસાભાઇ "ન વરસ કેટલાં ? એમ કહેવા લાગ્યા; કેટલાકે ન્યાતમાં કન્યા વિક્રય થાય અને " ડોસાભાઇ " જેવો વૃદ્ધ અગીયાર વરસની બાળક કન્યાને પરણે એ કેટલું ખરાબ, ખોટું અને આખી જ્ઞાતીને હિણુપત લગાડવા જેવું ! એમ ધુસપુસ વાતો કરવા માંડી પણ, કોઇનાથી ધર્મદાસ અથવા તો ડોસ્સાભાઇના મોંઢે આ વાત કહેવાઈ નહિ સૌ મનમાંને મનમાં સમસમી રહ્યા.

ડોસ્સાભાઇને ત્યાં આજે પાંચમી વરધે પાપડ, વડીયો, સુકવા કેટલાક બૈરાંઓનો જમાવ થયો છે, ડોસ્સાભાઇનું પીંજર ખુલ્લું કરી

પીઠી ચોળવાની વિધિ થઈ રહી છે. કેટલીક સ્ત્રીઓ–'પિઠી ચોળોરે પિત્તરાણી ' એમ ગાવા લાગી એમાંની એક સ્ત્રિએ ગુસ્સામાં આવી તાણો માર્યો. મોઇ મુર્ખીઓ એમ શું ગાઓ છો ! જુઓ હું ગાઇ બતાવું. " બુઢ્ઢાવરને વાગશે, " એમ ગાઓ. ડોસાભાઇ ક્યાં ન્હાનો છે. સૌ ચૂપ થઇ ગયાં. આટલુ બોલી તે સ્ત્રિ સ્ત્રિમંડળમાં ક્યાં ઘુસી ગઇ તે જણાયું નહિં. ડોસ્સાભાઇ વૃદ્ધાવસ્થાની તીણી આંખે તે સ્ત્રિને જોવા લાગ્યા પણ કોઇ જણાયુંજ નથી.

જુવાનીઆઓએ ડોસાભાઇની જાનમાં ન જવું એમ ધાંધલ મચાવી. કેટલાક વૃદ્ધ પુરૂષોએ તેમને સમજાવી પટાવી આગળ કર્યા. જેમ તેમ જાન તૈયાર કરી ડોસાભાઇ ! ધર્મદાસને ગામ આવી લાગ્યો.

× × × ×

ધર્મદાસના ગામમાં જાન આવી, જાન આવી. એમ વધાઇઓ થવા લાગી. ગામનાં સ્ત્રિપુરૂષો અને બાળકોનું ટોળુ વરને જોવા ઉમંગમાં આવ્યાં, કેટલાક ઝાડપર ચ્હડી જોવા લાગ્યા, ને કેટલાકે ડોસાભાઇનું ગાડું રોકી વધામણાં માગ્યાં.

વરને જોઇ સૌ કોઇ વિચારમાં પડયા. ગામમાં સૌ ન્હાનાં મોટાને મોઢે ધર્મદાસની નિંદ્યા થવા લાગી. કોઇ કહેવા લાગ્યા. અરે ? એંશી વરસના બુઢ્ઢાને દસ વરસની બાળકી ? બસ, હડહડતો કળજુગ આવ્યો. નહિ તો બીજું શું ? આ ધર્મદાસનું અનિષ્ટ થવાનું કન્યા વિક્રય અર્થાત પૈસાના લોભે મડા સાથે મીંઢળ બાંધ્યું " કેટલાક એમ પણ કહેવા લાગ્યા. જુઓ ભાઈ ? કુળવાનને ત્યાં પણ એમજ હોય છે. વર દસ વરસનો, તો કન્યા વીસ વરસની માટે એમાં ધર્મદાસનો શો વાંક ?

આજે ડોસાભાઇએ પોતાનો ચહેરો બદલ્યો હતો. પોતાની જૂની દોસ્ત માળણને બોલાવી. પૂષ્પનો ઘટાદાર ખૂપ બનાવડાવ્યો હતો. એમની તીણી આંખો કોઇ જોઇ શકે નહિ. એ માટે આજૂબાજૂ યૂવાન સ્ત્રિઓ પાસે મેંશનો આડંબર લગાડયો હતો. શરીરનાં હાડપીંજર કોઇ જોઇ શકે નહિ. એ માટે મથૂરાના ચોબાની જાડી શીવેલી બંડી અંદરના ભાગમાં પ્હેરી હતી. ચીમળાઇ ગયલા ગાલ કોઇ જોઇ શકે નહિ. એ માટે પાંચ દસ પાનનાં બી ગ્રોઢામાં ભરી દીધાં હતા. દરેક રીતે શરીર હૃષ્ટ પુષ્ટ જણાય એમ હકીકત ગોઠવી હતી.

જાન જમી પરવારી પરણીને મંડપમાં લાવવાની અર્થાત વર ઉઘલાવવાની તૈયારી થઇ, એટલામાં ધર્મદાસે આવી, ડોસાભાઇના કાનમાં કંઇક કહ્યું:—

એ પછી ડોસાભાઇ, ધર્મદાસ, અને બીજા બે ત્રણ સ્નેહીઓ એક નવરી જગા ઉપર ગયા. અને પા કલાકની મસલત પછી ત્રાજવાં આવ્યાં ને ઘરની અંદરના એકાંત ભાગમાં ધર્મદાસની કોથળીયો ભરાવા લાગી.

" અર્થાત, ધર્મદાસે દસ હજાર એકસોને એક રૂપિયા ગણવાની કડાકૂટને બદલે તોલીને લીધા. "

વર ઉઘલાવો થયો. વરને શણગાર થયા. સ્ત્રિઓએ વરને મેંશ આંજી ગાલે ટપકાં કર્યાં. અને કાનમાં કંઇક શિખામણ દીધી. કાનને ફાડી નાખે, એવા ઢોલ, તાંસાં, અને નગારાંના ગડગડાટ થયા. ખાલી બંદુકો ફુટવા લાગી, દારૂખાનુ ઉડવા લાગ્યું અને ડોસાભાઇ ધીમે પગલે ચાલવા લાગ્યા. " ત્યાં છીંક થઇ. "

ધર્મદાસના ઘરમાં વરને પોંખાવવાની તૈયારી થવા લાગી. ગોર મહારાજે ત્રાક લાવો, ઈંડી પીંડી બનાવો. જારના ડોકા મંગાવો. ધૂશળ, મૂશળ અને એક રવૈયો જોઇએ. વિગેરે ઉચ્ચાર ઉપર ઉચ્ચાર કરવા માંડયા. અને એક બાજુએ સ્ત્રિઓ ગીત મંગળ ગાવા લાગી—

ગીત.

લાડકડી ચ્હડીરે કમાડ
બાળા વરને નિરખવા—
—મ્હારારાજ—

ત્હેમાંની એક સ્ત્રિએ ગુસ્સામાં આવી કહ્યું જે મોઇ મૂર્ખીઓ, એમ શું ગાઓ છો ? જુઓ હું ગાઇ બતાવું. "બુઢ્ઢા વરને નિરખવા મારારાજ" એમ ગાઓ, ડોસાભાઇ ક્યાં ન્હાનો છે, અક્કલહીણ ધર્મદાસ પૈસાના લોભે ઘરડા ડોસાની સાથે આ કુમળા બાળકને પરણાવે છે. માટે "બુઢ્ઢો વર" એમ ગાઓ, એટલું કહી તે સ્ત્રિ સ્ત્રિમંડળમાં અદ્રશ્ય થઇ ગઇ."

વાજતે ગાજતે ધર્મદાસની સ્ત્રિ વરને પોખવા ચાલી કેટલાક જુવાનીઆઓએ બને તેટલા જોરથી વરને ઝીંણી ઝીંણી કાંકરીયો છાંટવા માંડી. ત્હેમાંના એક બે અદાવતખોરોએ તો નવટાંક પાશેરના પત્થર પણ ફેંકવા માંડયા. ધર્મદાસે આવી ધમકાવી છૂટા પાડયા.

ધૂશળ મૂશળને રવૈયો, સળીયો સંપૂટ ત્રાક;
ઈંડી પીંડી ઉતારીને ટીલૂ તાંણી આંમળીયુ નાક.
—વરજી આવ્યા માંડવે—

પોંખવાની વિધી થયા પછી ડોસાભાઇ મંડપમાં આવી બીરાજમાન થયા.

ગોર મહારાજે "કુર્યાં સદા મંગલમ્" વિગેરે મંગળ ગીત ગાયાં એ પછી જૂઠાં સાચાં એવાં પણ ગપ્પાં માર્યા ને "વર કન્યા સાવધાન, નાણાંની કોથળી સાવધાન, વર પૂરણ વરસ અઢારનો ?" આ સાંભળી વર ખુશી થયો. અને કન્યાના આનંદની સીમા રહી નહીં.

વળી ધર્મદાસે પણ સૌ મંડળ સાંભળે એમ પ્રતિજ્ઞા કરી જે; "હું મારી દીકરી શ્રીકૃષ્ણાર્પણ આપૂ છું. તે હે જમાઇરાજ સ્વીકારજો; એ પછી ગોરે ડોસાભાઇ પાસે પણ કહેવડાવ્યું "પ્રતિગૃહણામી" હસ્ત મેળાપ થયા. ક્યાં ખૂંધીયો ડોસાભાઇ અને ક્યાં બાળક કન્યા સૌ કોઇ જોનાર આશ્ચર્ય થઇ ગયા.

એક બાજૂએ ડોસાભાઇથી દૂર પચીસ હાથને છેટે એક તૂરી હાથમાં સારંગી લઇ, ડોસાભાઇના વખાણનું નિચેનું પદ ગાતો હતો.

ડોસ્સા કાકા ગામના બાપારે
આ તૂરીના .....બાપાજી ઈ,
ડોસ્સાકાકા જૂલતા નાજી
તમે છો તૂરીનાં બાપને માજી
તમે હતા ગોરખપૂરના કારભારી
ત્યારે આપીતી એક બંડી સારી
બાપા ? કાંઇ આપજો ? આપજો.
ઇત્યાદી.

× × × ×

ઉપરનું દ્રષ્ય જોતાં અને સ્પર્શ્યાં સ્પર્શ્યનો વિચાર આવતાં એક પંડીતજીએ ચપટીના ઇસારાથી એ તૂરીને બહાર કહાડયો ડોસાભાઇએ જીજ્ઞાસાથી એને ચાર આના આપવાનું કહ્યું વરકન્યા

પરણી રહ્યા. ગોરે ઘીના ભરેલા વાડકામાં વરકન્યાને એક બીજાનો ચ્હેરો (મોંઢુ) જોવાને કહ્યું. બાળક કન્યાને ડોસાભાઇનો ચહેરો જોતાંજ મૂર્છા આવી. પા કલાક મંડપમાં સુમશાન્ય થઇ રહ્યું. એ પછી સ્ત્રિઓએ આવી જાનીવાસે જતાં નિચેનું પદ ગાવા માંડયું.

ગીત.

અમે ઇડરીયો ગઢ જીત્યારે આનંદ ભલા
અમે ડોસાભાઇ પરણાવીને આવ્યારે
આનંદ ભલા

એક છોકરીએ તો એવુ ગાયું જે—

અમે ડોસા કાકા પરણાવીને આવ્યા રે
આનંદ ભલા
અમે નવી કાકીને ઘેર લાવ્યા રે
આનંદ ભલા

× × × ×

સ્વાર્થી, અને અક્કલહીણ ધર્મદાસે દીકરી પરણાવ્યા પછી આઠ દસ માસ તો લીધેલું હિત દ્રવ્ય સાચવી રાખ્યું ખરૂં પણ ઇશ્વરી નિયમાનુસાર અને દૈવી વચનથી એના ગૃહ નબળા બેઠા.

એજ વર્ષમાં ડોસાભાઇને નવનવી વ્યાધિઓએ ઘેરી લીધો. એણે ડાકટરોમાં પૈસો ઘણો ખર્ચ્યો તોપણ કંઇ ઉપાય લાગ્યો નહિ. છેવટે આ સંસાર યાત્રા પૂરી કરી પરલોક સાધનાર્થે ચાલ્યો ગયો. આ કારણથી બાપડા ધર્મદાસનાં દુઃખનો પાર રહ્યો નહિ.

ધર્મદાસની સ્ત્રિ માંદી પડી જેને દેશી ઔષધોનો કંઇ પણ ઉપાય લાગ્યો નહિ. છેવટે લંડનના જાણીતા દાકતર ડફ્ફ સાહેબને બોલાવ્યો, જો ભાગ્યયોગે ! ગાંગોળા પ્રિસ્ક્રીપ્શનથી, સ્ત્રિને પુનઃ જીવ-

નમાં દાખલ કરી એમાં ધર્મદાસને ત્રણ હજાર રૂપિયો ડાક્ટર સાહેબને ભરવો પડયો. એવીજ રીતે, સંચિત કરેલું દ્રવ્ય તડામાર ઉપડવા લાગ્યું.

દીકરી બાળ વિધવા હોવાથી ડોસાભાઇનું મૂકેલું દ્રવ્ય જ્યાંનું ત્યાં રહ્યું, અને તેની તરફના કેટલાક સગાઓ જેમ તેમ ચપ્પા ચપ કરી ગયા. ધર્મદાસની દીકરીના હાથમાં જુજજ રકમ રહી જે એના નામે અનામત જમા મુકી હતી.

સ્ત્રિ સાજી થઇ, એટલામાં તો ધર્મદાસના ઘરના એક ભાગનો આકસ્માત આગથી નાશ થયો. અને એ મકાન નવું કરાવવામાં ધર્મદાસનો પૈસો જેમ તેમ ખર્ચાઇ ગયો.

એજ સાલમાં ઢોરોને મહામારી ઉત્પન્ન થઇ. એમાં બાપડા રાંક ધર્મદાસનાં પાંચ પચીસ ઢોર ઉપડી ગયાં બળદ મરી ગયા, એટલે ખેતીવાડીનું કામ બંધ પડયું. આવતુ વર્ષ સારૂં આવશે એ આશાએ માણુસોના બેઠાં બેઠાં પગાર ભરવા પડયા

બે ત્રણ વરસનું સરકારી મહેસુલ બાકી હતું. ને તલાટી સાહેબ ઉઘરાણી ઉપર ઉઘરાણી કરતા હતા. છેવટે ધર્મદાસ મહેસુલ ભરવા અશક્ત હતો. ડીસ્પેચ સરકારમાં ગયો, જ્યાથી ધર્મદાસની મીલ્કત જમ કરી નાણાં વસુલ કરવા સરકારનો હુકમ થયો.

* * * *

ગામમાં, ધર્મદાસને ત્યાંજ જપ્તિ આવી. હાય આવી, એમ વાતો થવા લાગી. જોનાર માણસો દીલગીર થયા; કેટલાક કન્યા વિક્રયનાં ફળ એમ કહેવા લાગ્યા. તો કેટલાક દશ હજાર રૂપિયા લીધા હતા અને તે બધું ક્યાં ગયું ? એમ વિચાર કરવા લાગ્યા.

જપ્તીદાર સાહેબ, અને તેમના કેટલાક સિપાઇઓએ આવી ધર્મદાસને ઘરમાંથી બહાર ખેંચી કહાડયો, સ્ત્રિ રોવા લાગી અને બચ્ચાં કળકળવા લાગ્યાં. પણ યમદૂત જેવા સિપાઇઓને કંઈ પણ દયા આવી નહિ. આડોશીપાડોશીઓએ ધર્મદાસને દીલાસો આપ્યો. તેનાં સ્ત્રિ છોકરાંનું થોડાક દીવસ સગાઓએ પૂરૂં કર્યું.

ટાંચ મારી પણ ધર્મદાસના ઘરમાંથી, પાંચ દસ ફૂટેલી થાળી વાડકા, બે દેગડી, એક ઉનમણો, બે ખાટલા, પાંચ દસ ગોદડી, અને ફાટાં તૂટાં લૂગડાં સિવાય કંઇ પણ નગદ, રોકડ રકમ નિકળી નહિ. ખર્ચ ઉપર ખર્ચ, અને નુકસાનીઓજ હોવાથી ધર્મદાસ સ્ત્રિને માટે કંઇ પણ દાગીનો કરાવી શકયો ન્હોતો. એટલે બધુ જેમ તેમ કાયમ રહ્યું. જપ્તિદાર સાહેબ વિલે મોંઢે પાછા ગયા. મામલતદાર સાહેબે લખી દીધું—" આ અસામી નાદાર છે. બાળ બચ્ચાંવાળો છે. માટે ઘર તેને સોંપી દેવું. "

ગામના કેટલાક ઉદાર શેઠીઆઓને ધર્મદાસ ઉપર દયા આવી અને તેને પાંચ પચીસ રૂપિયા મદદ કરી એનો કારભાર પાછો નવો કરાવી આપ્યો.

આજે ઘણા દીવસે પાછો ધર્મદાસ દેવી મંદિરમાં પાઠ કરવા આવ્યો છે. પાઠમાં ત્હેનું ચીત્ત એકાગ્ર થયલું છે. એજ દ્રષ્ટિ આગળ દેવીએ એના પુસ્તકમાં નિચે મુજબ લખી દીધું—

ધર્મદાસ ! ત્હને જે જે દુઃખ ભોગવવું પડયું. એ ત્હારાં કર્તવ્ય કર્મનો બદલો મળ્યો છે. ત્હારી દીકરીનું તેં શ્રેય ઇચ્છયું નથી એ માટે ત્હારે સદાય ગરીબાઇમાં રહેવું પડશે. તું ભક્તિભાવ રાખજે. એટલે હું ત્હને મદદ કરીશ. વિગેરે. વિગેરે.

વાંચતાંજ ધર્મદાસ ખુશી થયો. અને નિચે મુજબ દેવીની સ્તુતિ કરવા લાગ્યો.

હે મહામાયા, હે અંબિકા, હે કાલીકા, હે ચંડીકા, હે માજી! ત્હમોજ મારા નિરાધારનાં આધારરૂપ છો. ત્હમોએ મને બે વાત કહી હતી. પણ મેં દુષ્ટે કંઇ પણ ગણકાર્યું નહિ. એનો બદલો મને મળ્યો, એ વાત ખરીજ છે. હું આપના ચરણોનો દાસ છું—આપનોજ છું. મારૂં રક્ષણ કરો, મારા ઉપર દયા લાવી! મને પુનઃ જીવનમાં દાખલ કરો, મને ખાવા માટે પેટ પુરતુ અન્ન મળતું નથી સ્ત્રિ છોકરાંની પણ એજ દશા છે. જો મ્હારા ઉપરની આપ ક્ષમા, મમતા, દયા, અને આર્જવતા, ભૂલી જશો? તો હું આ આત્મા આપના ચર્ણોમાં અર્પણ કરૂં છું. એ પછી દેવીએ કહ્યું.

બેટા ધર્મદાસ ચીંતા ન કર, તુ મ્હારોજ છે. મારા ઉપર ભક્તિભાવ રાખજે. સત્ય અને ન્યાયની દ્રષ્ટિથી જે જે અધર્મ અને અહિતનો ત્યાગ કરજે. તુ એક સાચો ઇશ્વર ભક્ત છે. હવે પછી આ માયીક સ્થાન (સંસાર)માં તને પુત્ર પુત્રીનું કંઇપણ પ્રયોજન નથી. એમ છે તોપણ વંશવૃદ્ધિ સારૂ હવે પછી ત્હને એક પુત્ર થશે "હું ત્હને તારી સ્ત્રિ અને વિધવા દીકરીને" મારા સ્થાનમાં લઇશ

એટલા શબ્દ પછી તે દેવી ક્યાં ગઇ? આમ સ્વપ્નવત ભા થતાં ધર્મદાસ બેશુદ્ધ અવસ્થામાંથી પાછો ટટાર થયો. આજુબાજુ પડેલું કેટલુંક દ્રવ્ય મને દેવીએ આપ્યું છે, એમ ખુશ થતાં પે થીમાં માયું. કેટલુંક બગલમાં માયું અને પુનઃ માફક ઘેર આવે સ્ત્રિને વસ્ત્રાલંકારથી પરિપૂર્ણ કરી. દૈવી દ્રવ્યના પ્રભાવથી તેનું સંસારચક્ર પાછું જેમ હતું તેમ ચાલવા લાગ્યું. ઇતિમ્.

**સમાપ્ત.**

ધ ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં, શા. સોમાલાલ મગનલાલદાસે છાપ્યું. ગામ કુવા અમ